# શ્રૃંગાર.

રચનાર,

એક રસજ્ઞ.





અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

વિક્રમાર્ક ૧૯૪૪. સન ૧૮૮૮.

કિંમત રૂ૦--૪--૦ પોસ્ટેજ માફ.

# सबरसैं रस श्रंगार.

પ્રિય રસજ્ઞ ! આ ગ્રંથ તારા કરકમલ શિવાય બીજી કોઇ જાગે દેદીપ્યમાન થવાનો નથી, માટે તુંજ આને ગ્રહ્ય.

લી.

ર સ જ્ઞ.

૩૪૪૬

# શ્રંગાર.

## વસંતતિલકા વૃત.

નાજુક છે, નરમછે, નથિ ઉચ્ચ રીતી,
પ્રેમાંધ છે, પરમ પ્રેમનિ શુદ્ધ નીતી;
શ્રંગારમાં ગરમ છું, નથિ લાજ કાંહી,
માગુંછ માફ વિદ્દવાન પદાંબુ સાહી.

## મનહર છંદ.

ભવ્ય કાંત્તિ દિપ્તમાન ગહન વિશાળ ભાલ,
વાંક મેઘ ધનુષ્યનો નયન કમાન છે;
દાડમ કળી સુદંત સરકત ગુલાબી ગાલ,
દુગ્દુગી હલે છે, રંગ રકતતાનું તાન છે;
લલીત લીલમ સમ ભવ્ય છુંદણું સુગાલે,
દામિનિ ખદ્યોત જ્યોત સમર વિહાર છે;
ઓષ્ટ છે પ્રવાળ સમ ભ્રકુટી વિલાસ આહ ?
અનંગના અંગ તણા સુંદર શ્રંગાર છે.

## દોહરા.

ત્રિવિધી વાયુ મંદ મંદ, ભોજન નવલ પ્રકાર;
વળવું વિહાર વાડીએ, નભ ચંદનિ સુખકાર.
છંદ રાગ વાજીંત્રને, ગહન ગાન, ફુલ હાર;
નયન થકી જોવું સુખદ, કામ તણાં તે દ્વાર.

---

# પ્રસંશા.

**મ્હોલે પધારો મ્હારાજ, મણીધર મ્હોલે પધારો—એ રાગ.**

તૂછો ગુણવંતી નાર, પ્રિયા તૂછો ગુણવંતી. ટેક.
રૂપ અનુપમ તાહરૂં, ચતુરાઈ અગાધ ;

માધુરી સહ શીલ છે-રૂડાં, જેને અડે નહિં બાધ. પ્રિ૦
લાડક વાયેં ઊછરી, તૂજ પીતા ને દ્વાર;
લાડ પણું દીલમાં અરે! દેખાતું નથી તલભાર. પ્રિ૦
નીતીમાં નિપુણ અતી, દુરગુણથીરે' દુર;
જ્ઞાની, વિદ્યામાં પુરી, વળી સ્નેહ વિશે ચકચૂર. પ્રિ૦
રંગીલી દેખાવમાં, તાજું શુદ્ધ ગુલાબ;
ડહાપણનો દરિઓ દીસે, ગમ્મત દેખું વિદ્યાની સાથ. પ્રિ૦
વગર કારણેં કો વખત, ચ્હીડાઇ ધરી ક્રોધ;—
કીધા બોલ કઠોર મેં, તોએ દાખવ્યો નાંહિ વિરોધ. પ્રિ૦
નિર્મળ તારૂં દિલડું, મીઠા તારા બોલ;
સહન શીલતાનો અરે! કોઈ તોળી શકે નહિં તોલ. પ્રિ૦
શાંત્તિ નયનમાં દીપતી, ધર્મ યુક્ત છે અંગ;
માયાળૂ, સંતોષિને, દીલ દાખવો પ્રેમનો રંગ. પ્રિ૦
ગમે તેટલું દીલમાં, અંગીત હોએ દુઃખ;
દેખી મુજને આવતો, તારૂં પુલકિત ન્યાળું મૂખ. પ્રિ૦
આનંદાશ્રુ નીસરે, પ્રિય દેખતાં વાર;
રોમ રોમ રોમા વળી, હર્ષ સાથ બને, વધે પ્યાર. પ્રિ૦

---

## અંગ મોહિની.

### પદ—રાગ દેશ.

પ્યારી મોહિની શું દેખું હું તારા અંગમાંરે,
રૂડા રંગમાંરે. પ્યા૦ ટેક.

મનહર મુખડું દ્રષ્ટેં ન્યાળું,
દિલડું થાય અતી સ્નેહાળું;
મળવા તલ્પું -હૃદય તરંગી ચંગમાંરે. પ્યા૦
લટક મટક તુજ રૂડી ચાલે,
ઘેલો કીધો, દીલમાં સાલે;
ચકમક થાયે ચિતડું ઓપાઇ બંગમાંરે. પ્યા૦

અડકું જ્યાં કુંળા હાથોને,
કંપું અવયવ સહુ સાથોને;
વિહ્વળતા વ્યાપે, ક્યમ રહેવું ઢંગમાંરે. પ્યા૦
-હૃદય સ્પર્શ થાતાં તો વ્હાલી,
મદન બાણ વાગે હઠ ઝાલી;
ખાલી બનું હું કામ પ્રદીપ્તે અંગમાંરે. પ્યા૦
સુરત સુખ પામ્યાથી પ્યારી,
લુબ્ધ બનું પ્રેમી પય સારી;
આહા! શું વર્ણું મોહું સુરંગમાંરે. પ્યા૦

---

## મલ્લ યુદ્ધ ક્યાં?

### વસંતતિલકા વૃત.

અંકે લગાવિ ભડ ને ઝટ ચૂંથિ નાખે,
બાંહ્યે ગ્રહી અવનવાં વિર વેણ ભાખે,
છૂટે નિહાળી લડતાં મન વેધ વારી,
ક્યાંરે! ગયા સમરમાં જયમાલ ધારી.
કુંકુંમ કપાલ મહિ કેશરિ વસ્ત્ર ભીને,
ક્રોધે ગુલાલ સમ ભ્રૂ કરિ પ્રેમથી તે;
રોમાંચ કોપિત ઉભાં બનિ જાય ન્યાળી,
ક્યાંરે! ગયા સમરમાં જયમાલ ધારી.
દાટાવિદે અરણને ગ્રહવા અરીને,
ધાઇ ધકાવિ ભિડિ બાથ વઢે ફરીને;
કંપે નિહાળિ સનમૂખ સુવીર ભારી,
ક્યાંરે! ગયા સમરમાં જયમાલ ધારી.
માળા ધરી ફુલ તણી નિજ કંઠ વીશે,
મોઢે વખાણિ જયકાર અવાજ રીશે;
પાડે પટાવિ–નહિં–માર વિશેષ મારી,
ક્યાંરે! ગયા સમરમાં જયમાલ ધારી.

ઉભો રહી નવ શકે ધક કોપ ઝીલી,
હેઠો પડે ધરણિમાં વદિ વાત ઢીલી ;
તોએ દિએ કમકમાવિ સુ બાથ ધારી,
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.
હાથે ગ્રહે નવનવા હથિયાર બૂટા,
રીશે રતાશ ગ્રહિને નવ થાય છૂટા ;
પાડે પડે ઉપર સાપરિ હાક મારી,
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.
શ્વાસે ભરાય ભલ તો પણ યુદ્ધ માંડે.
પાછિ ન પાનિ કરતા, મુખ ખૂબ ત્રાડે ;
ડર્પે ન દીલ વઢતાં, ધસિ જાય ભાથી,
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.
સાહી પગો નવ થવા દિધ ઊફરાંટે,
સિત્કાર શબ્દ નિકળે વિર સર્વ વાતે ;
કંપે સુગાત્ર કુમળાં પણ વજ્ર કારી,
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.
પ્રેમે સુગાત્ર લગિ ઘાવ કરે બળેથી,
હંફાવિ દે વિર વડાનિ મતી કળેથી ;
જોયૂં ન જાય ! વરણું ક્યમ જીવ મારી ?
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.
રામા રમી રમણ તે સહ સુખ માને,
શૂરે દિઠે અપસરા જયમાલ નાખે ;
પ્રેમાળ પ્રેમ રસ ચાખિ ચખાવિ ભારી,
ક્યારે ! ગયા સમરમાં જયમાલ ધારી.

---

## તું પ્રિય છો.

**'જમુના તટ બંસી બાજ રહી-એ રાગ.'**

વ્હાલી પ્રાણપ્રિયા પ્રિય તું પ્રિયરે ;
પ્રિય તું પ્રિયરે, પ્રિય તું પ્રિયરે. વ્હાલી૦ ટેક.

નજરેં ન ન્યાળું સ્વલ્પ વખત જો,
ભાન તજ્યું ભમું ગંડુ પઠે. વ્હાલી૦
તૂં મને વ્હાલી, પ્રાણથી પ્યારી,
જીવ દરીં દીલ દુઃખ ધરે. વ્હાલી૦
અનગળ દૌલત મોજમજા સહુ,
તારી વિના પ્રિય સુખ હરે. વ્હાલી૦
રૂપેં રંગીલી, છેલ છબીલી,
હરતાં ફરતાં પ્રિય હર્ષ ધરે. વ્હાલી૦
કોમળ શરીર મલકતું મુખડું;
શરદેં ન્યાળી મુજ દીલ ઠરે. વ્હાલી૦
ચોટેલ ચીર ચંદન અતી બ્હેંકે,
કામ બને વર્ણિ કોણ શકે ? વ્હાલી૦

---

## ક્યારેં દર્શન થાય ?

### વસંતતિલકા વૃત્.

આક્રંદ ધારિ દિલ રોજ બળી રહૂંછું,
વીયોગ ભોગ બનિ હાય! મુખે કહુંછું;
કામેં અધીક પ્રજળું, દિલ ખાખ ખારૂં !
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં ?
રૂપેરિ મૂખ બનિયૂં પ્રિય ખૂબ કાળૂં,
ચાંઠાં પડયાં છ, દિલ છે નહિં રે! સુવાળૂં;
શોકેં વદાય નહિં હોંશ સમેત કાજૂ,
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં ?
પ્રેમાળ વાત કથવા દિલ ચ્હાય ઝાઝૂં,
પ્રિયા વિના મન વિશે અતિ હાય ? દાઝૂં;
સૂખે સુવાય નહિં સેજ બિછાવિ ચારૂ,
ક્યારે હવે દરશ થાય પ્રિયા તમારૂં ?
આનંદ કંદ વિન દીલ ઉઠે છ દાહા ?
ક્યાં હાલ પ્યારિ વરણૂં મમ દીલ ગાહા ?

ક્ષ્યે વધ્યૂં સરૂપડું તન આ બિચારૂં,
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
રૂડાં જણાય સહુ મિત્ર અને ત્રિયાઓ,
ખેલી સુખેથિ અધિકો મન લે છ લ્હાઓ,
તે ન્યાળિ કામ થકિ હૂં પ્રબળો પુકારૂં,
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
જાઊં કદી નદિ તટે અતિ શાંત્ત થાવા,
બેસું, ફરૂં, મધુર ગાયન લાગુ ગાવા;
કંઠે તણાય ક્યમ રાગ વિવીધ વારૂ?
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
આહા! વિયોગ રગમાં બહુ વ્યાપિ રહ્યોછે,
રોમાંચ સર્વ મહિં વ્યાકુળ થૈ ભમ્યોછે;
સહર્ષ નાંહિ ગ્રહતૂં દિલ આ બિચારૂં?
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
ઝંખૂં વિવીધ રિત હૂં બનિ છેક ઘેલો,
બાધે શરીર બળતો રહું સર્વ પેલો;
શાંત્તિ જરા નવ મળે કરૂં કેમ વારૂ?
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
સાંજે, સવાર, ઘડિએ ઘડિ યાદ આવે,
સુઝે ન કામ કરવું, મન માર તાવે,
ઘેલો બની દિલ વિશે અતિ આ વિચારૂં—
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
કામેં વધું નિરખિ હા! પ્રબળી ત્રિયાને,
નિંશંક દુઃખ, દિલ લ્હાય ઉઠે વધારે;
દુઃખી બનું મદનથી, મનને સમારૂં,
ક્યારેં હવે દરશ થાય પ્રિયા તમારૂં?
પ્રીતી ધરી અમપરેં પ્રિય આજ ઝાઝી,
આવી સુહર્ષ થકિ આ શયને બિરાજી;
રાજી કરો દુખ ન દે પ્રિય આમ ખારૂં,

ક્યારે હવે દરશ થાય પ્રિયા તમારૂં ?
ઓષ્ટે થકી અધર ચૂંબન આપ મેવા,
કંઠે થકી મધુર કોકિલ રાગ દેવા—
આવી મળો પ્રિય ભણી કરિ ધ્યાન પ્યારૂં,
ક્યારે હવે દરશ થાય પ્રિયા તમારૂં ?

## શરદ પુનેમ.

### પદ—રાગ દેશ.

સજની રજની આવી રૂડિ શરદ પુનેમનીરે,
લ્હાવા પ્રેમનીરે. સ૦ ટેક
ચાંદલિઓ ચોખ્ખો આકાશે,
રજ કણ વિન તે ખૂબ પ્રકાસે;
ભાસે ઉજળી કાંત્તિ ચહુદીશ તેમનીરે. સ૦
પ્રેમ ધરી હર્ષે હળી મળીને,
ગરબા આનંદમાં ગળીને;
ગાઇશું સંગે તાળી લઇને પ્રેમનીરે. સ૦
આંકડલા લઇ આંગળિઓના,
ફરશું ફુદડી આંગણીઆમાં;
નીરખી રમશે કો ક્યાં ને કો કેમનીરે. સ૦
પડછાયો નવરંગી મ્હેલનો,
પછીતનો કે ભાગ પ્હેલનો ;
પ્રેમી વાત ઉભાં રહી કરશું કેમ નહિ રે ? સ૦
નટવર બેશી ખાસ અગાશી,
ચંદની જોઇ દીલે ઊલ્લાસી;
પિયુજી સાન કરી બોલાવે તેમનીરે. સ૦
રમતાં રમતાં નટવર સામું,
જોઇ સાન માંહે સમઝાવું;
નજર કરો અમપર અલબેલા રહેમનીરે. સ૦
દોડી વેગે નટવર પાસે,

જાશું મન થાશે ઉલ્લાસેં !
પ્રેમ વધૂટે વાત કરૂં શૂં તેમનીરે ? સ૦
પુઆ દુધ સાકેર નાખીને,
પ્રેમ મધુરાં વાક્ય ભાખીને—
પિયુને દેશું; વાત જણાવી નેમનીરે. સ૦
ચાર ખુણે ચંદની રહી છુટી,
અત્તર બ્હેંક અધીક વછુટી;
રંઝ પ્રગટ ત્યાં થાય કમાનજ પ્રેમનીરે. સ૦
રંગ જામશે રંગિલિ રાતે,
વર્ણન કેમ કર્યું તે જાશે ?
શરદ પુનેમજછે સુખદાયી સુપ્રેમનીરે. સ૦

## વર્ષાદમાં વિરહ.

### ઉપજાતિ વૃત.

આ વાદળિ આવિ મને સતાવે, પ્યારી તણો તે રસતો બતાવે;
ને વીછળી ત્યાં ઝબકાઈ જાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
જીણો જીણો આ વરસાદ આવે, અંધારૂં રૂડું ખુશ ખ્યાલ લાવે;
ટાઢે થકી દેહ ધ્રુજાઈ જાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
ગાએ તહાં મોરલિ નાદ રૂડો, લાગે મને તે અતિ કર્ણ કૂડો;
વાજાં તણા આ ઝઝણાટ થાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
ગાજે વળી મેહ અતી સક્રોધે, જાણે પડૂં પૃથ્વિ પરે અમોધે;
એના વિવાદે મન આ મુંઝાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
નાહીં પ્રકાસે કહિં ચંદ્રમાતો, નાહીં દિસે એક ગ્રહે નભે જો;
છે શ્યામ સારૂં મન સ્તબ્ધ થાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
બોલે મધૂરા સુર મોરનાતો, કોકીલ કંઠે અતિ દુઃખ લેતો;
દાદૂર બોલ્યે મન ફાટિ જાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
કામે થકી ઘેર વળું હું જ્યારે, ભીંજાઉં ભારે રસતે હું ત્યારે;
સૂકાવિને ભીંતર કો ભરાય ? પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
વર્ષાદ ટાણે કદિ હોય ઘેર, ચાંપું રૂદે પ્રેમથિ હર્ષભેર;
આજે ફરૂં બ્હાર બજાર માંહ્ય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.

રૂચે નહીં મંદિર દ્રષ્ય આંખે, રૂડી નદી ના ગમતી લગારે;
જ્યાં જાઉં ત્યાં લ્હાય નિ લ્હાય લ્હાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય
સૂઊં તદા દ્રષ્ય તમારૂં થાય, સ્વપ્ને વળી તૂં ભમતી જણાય;
ઊઠું તદા દેખું પ્રિયાનિ છાંય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
જાઊં કદી બાગ વિશે સુહેતે, જાણ્યે વળી દુઃખ ટળે નિમીશે;
ત્યાં તો અધીકૂં ઉભરાઈ જાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
દેખૂં ભિંજાયેલ જમીન સારી, વેણો પડેલી પડને પસારી;
દેખી મને વેણિ દ્રષ્ટે કળાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આપે સુગંધી અતિ સૂખ તોયે, નીમીશ મારૂં નહિં દુઃખ ખોયે;
વાધે વધારે, લિલું નીરખાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
સૂણું વળી લાવણી રાગ સારો, આવે મને યાદ પ્રિયાનિ તાનો;
જાણે પ્રિયા મારિ નજીક ગાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
સૌ સ્નેહિની વાત સુણું પ્રમાદે, ખેલે, રમે, ગાય સુરાગ હાંશેં;
યાદી મને ચિત્ત વિશે અપાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
સૂઊં કદી દીલ લગાવિ શાંત્તિ, બારી નજીકે સહુ છાંડિ ભ્રાંત્તિ;
વાછેટથી આ તન તો ભિંજાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
વાછેટથી આ તન તો ભિંજાય, સ્હોડે ન આહા! મમ પ્યારિ હ્યાંય!
જો હોય તો હૂંફથિ ના કળાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
રસ્તા વચ્ચે આ તમરાં બકેછે, વીચાર ધાર્વા વિન તે લવેછે;
રે! તેહ શબ્દે દિલ કંપિ જાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
નેવાં મહીં પાણિ ન માય હાય! મારૂં બધું આ નિર વ્યર્થ જાય;
સૂકાઊં જવાસા સમ આજ હ્યાંય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આવૂં જહારેં મુજ મ્હોલ પાસે, બત્તી ન દેખૂં શયની અવાસેં;
સુન્કાર સર્વે દિસતું જણાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
લાગે મને આ રૂડિ રે! અટારી, પ્રીયા વિના ઝેરનિ છે કટારી;
રંગેલ છાજાં દિલમાંહ્ય ખાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
ગોઠે નહીં નાટક ખેલ કાહીં, સેજે રહે દીલ પ્રિયાજ ડાહી;
આ જગત લાગે બધું શુન્ય હાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આહા! સુરાત્રે નૃત ગાન થાય, મીત્રો મળી તાણથિ તાણિ જાય;

કામે વધ્યું દખિ સુનેનિ નાર, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
ગૂલાબિ પાઘે અતિ પેચ મારી, બાંધી નહીં ત્યાગ થયાથિ નારી;
ફુલેલ તેલો નહિં મર્દનાય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આવી રૂડી આ શુભ પુર્ણિમાય, ગાવા પ્રિતેથી સહુ નાર જાય;
આવે મને યાદ સુનાર ત્યાંય, પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
ટાણે સુપર્વે રહું શોક સાહી, સ્ત્રી ભાળિ કામેં વધું ઉભરાઈ;
ભડકો ઉઠે ભીતરમાં ભરાઈ! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આ રાન માંહે દવ બાળિ -લ્યોછે, પ્યારી તણો ખૂબ વિયોગ થ્યોછે;
હે ઇશ આ દીલ ચિરાઇ જાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.
આ રૂતુમાં રંગ બહૂ બનેછે, પાપી અનંગે પિડ બૌ વધેછે;
હા! શૂં કરૂં? અંગ ચુંથાઇ જાય! પ્યારી જુદાયેં મમ પ્રાણ જાય.

---

## પુનેમના ચંદ્રથી કુમુદીનો હર્ષ.

### લાવણી.

ઝગઝગતું છે મ્હેણુર, ખીલેલું નુર, દુરથી આવે;
ન્યાળી દિલ પ્રફુલ્લે, હર્ષ-વધે, મન ન્યાલે. ટેક.
જળબિંબ ઝળકતું થાય, છાંય મુસુકાય, જાય સંતાઇ,
મ્હીકેંથી ફરે મુજ પૃષ્ટ, કિંતુ અદેખાઈ;
તંતૂ ઉડે ફુલ બાર, ઉઠેછે મ્હાર, ધ્વનિ શૂં ઉઠે?
તનમન તનમન સ્મિત મ્હાર, ભાસતું પુઠે;
કીરણ ન્યાળી તુજ હસ્ત, બનું હું મસ્ત, ગળસ્થળ દેખી,
ફરૂં રોમરાજી પુલકાઇ, કરે કુણ શેખી?
પ્રફુલ્લિત બનું મન મોદ,
વિકસું, રમી જાણ્યે ગોદ,
આનંદ બીજો જન શું કે'?
રંગે કુંદ તો કુણમાત્ર, કુંળું મુજ ગાત્ર, અર્પું સુખ પ્યાલે. ન્યા०
ભમૂં ડોલૂં ખીલી ખૂબ, હા! આબેહૂબ, પુરતા મ્હારે,
તજી પાન જળનું, કરૂં પાન-પિયુશનું, મારે;.
બનું તૃપ્ત પીઇ હું પાન, કરૂં ગુલતાન, બનું નવરંગી,

દુખ દુઃસહ દિવસનું તજી, બનાવીં ચંગી;
છુટે પ્રેમ ઝરણ મમ અંગ, બનું અડબંગ પ્રેમમાં ઘેલી,
સિંચું પૂષ્ટી મૂજ પરાગ,–માંહ્ય અમૂલી;
કરૂં ગુલાબિ પિળું નવરંગ !—
સ્વેતે લસલસતું અંગ !
ચુસું ચંદ્રિ ઠંડો તુજ રંગ,
શીતળ શીતળ બહુ ગમે, ફરકતું ભમે–દિલ ખુશ ખ્યાલેં. ન્યા૦

## પ્રિયે ! ક્યારેં મળું ?

### 'જનુની જીવોરે ગોપીચંદની–એ રાગ'.

ક્યારેં પ્રિયા થાય ભેટવું ? -હૃદયે ચંપાવું સાથજી;
હસ્તે દબાવું અન્યો અન્યે, હળિમળિ રેહેતાં સંગાથજી. ક્યારેં ?
અધરે અધરનું ચુંબન લેવું–રૂડા હાસ્ય વિનોદજી;
ચક્ષુએ ચક્ષુ નિહાળતાં, પામવું રૂડા પ્રમોદજી. ક્યારેં !
પેટે પેટ પ્યારી સ્પર્શાવું, હૈયે હૈયું અડાયજી;
આનંદ વ્યાપે અતી ઘણો, શાંત્તિ ખૂબ ઘડાયજી. ક્યારેં !
કોમળે કોમળ સ્પર્શથી, વાધે સુંદર પ્રેમજી;
અનહદ રસ વ્યાપી રહે, સુઝે એમનું તેમજી. ક્યારેં !
કંઠે પરસ્પર નાખવા–હસ્ત રઢિયાળા જેહજી;
રૂડું દબાવું ગળે ગળું, વાધે વીચીત્ર નેહજી. ક્યારેં !
વાંકું મુસ્તક કરી હાથથી, જોવું રૂડેરૂં રૂપજી;
જેછે ઈંદ્રાણીથી અવનવું, જેબવતું, અનુપજી. ક્યારેં !
કાચ ધરેલ મોટો ખરે–રૂડો સેજ નજીકજી;
દખાય સાબદું ખેલવું, લાગે તે ઘણું ઠીકજી. ક્યારેં !

## વિરહે બધું વિષ !

### 'મુને ઈશ્કપરીને મારા, મૂઝે છોડ ચલા બનઝારા—એ રાગ.'

હા ! હા ! પ્રાણ પ્યારી જુદાઈ, બધું વિષ સમ લાગે ભાઈ. ટેક.
ઝેરી ઝાળ બન્યો આ પલંગ, શુન્યકાર થયૂં બધું અંગ;

રંગીત મ્હેલ બન્યો દુ:ખદાઈ, બધું૦ હા! હા!૦ બધું૦
આ જમ સમ ન્યાળી હિંડોળો, મ્હડી જાય ચક્ષુથી ડોળો;
સંગ બેઠાંનો લ્હાવ જણાઇ, બધું૦ હા! હા!૦ બધું૦
રૂચે ના ઘર જાવું કદીએ, પલ પલ તલફીને મરીએ;
વિહ્વળતા, ક્યાંથી રે' ચતુરાઈ? બધું૦ હા! હા!૦ બધું૦
જાઉં સરિતા તટ, દુકાને, રંગ રાગમાં, મચંતા તાને;
નાચ રંગથી રહું કુમલાઈ? બધું૦ હા! હા!૦ બધું૦
પાનપટ્ટી, એલચી, લવંગ, અત્તર બ્હેંક વછૂટે શું સંગ?!
જળ ગુલાબ શું સુખદાઈ? બધું૦ હા! હા!૦ બધું૦
ફુલ ડોલર ચંપો ચંબેલી, ગૂલાબ ગુલ્દાવલી ખીલી;
દેખી દ્રષ્ટે ભડ્ક ભડકાઈ? બધું૦ હા! હા!૦ બધું૦
વદે મિત્ર કદી મુજ મ્હોડે, 'પ્રિય શોક અગ્નિ તું છોડે;'
યાદીથી દીલ લ્હા ઉભરાઈ! બધું૦ હા! હા!૦ બધું૦
કરૂં કેમ? હવે હે ઇશા, નથી રસ્તો બિજો જગદીશા;
મરૂં ઝેર ગળાંને પાઇ! બધું૦ હા! હા!૦ બધું૦

---

## મદનનો માર.

### રોળા વૃત.

વ્હાલી તારાં વેણ, નેણ બહુ યાદજ આવે;
સ્નેહ ભરેલાં કેણ, બેણ બેટક નહિં ભાવે.
પ્રીતે પ્યારી પાટ, વાટ જોઈ તું બેઠી;
તારો રૂડો ઘાટ, કાટ ચડિઓ છે પેશી.
રૂડા તારા કેશ, બેશ છૂટા ક્યમ લાગે?
નાગ જોઈ તે વેશ, પેસવા લાગ્યા જાગે.
અરે! તેહ સૌંદર્ય, ક્યંહા જઈ બેઠું છેટૂં?
મનમાં મોટી હામ, જામ ક્યારેં જઈ લેટૂં?
પ્યારી રૂડા ગાલ, લાલ ભુરાપર જ્યારેં—
ચુંબન કરૂં જો પ્રાણ! ભાણ સમ ગણું હું ત્યારેં.
મારા નવલા પ્યાર, ખાર દિલમાં ક્યમ ભાવ્યો?

છોડી સુખદા સંગ, રંગ દુરનો ક્યમ આવ્યો?
દિલમાં થાયે આમ, ક્યાહરે ભેટૂં તૂંને?
તારા પ્રિય ઉચ્ચાર-તણી ઝંખના છે મૂને.
પ્યાર પ્યાર હે પ્યાર! પ્યાર તૂંને શું કહેવૂં?
માર તણો દિધ માર! સાર સમજીને રે'વું.

## ખેલાડી કયાં?

### પદ—રાગ કલ્યાણ.

ઇશ્કબાજ યામિનિ ખિલાવે, યૌવન રૂપ વધારી;
પ્રેમ વાતથી વિહ્વળ કરીદે, પાન પાય રસ મારી. ઇ૦
સુંદર ચોક મનોહર મૌક્તિક, ચંદ્રે ચકૃચકિત ભારી;
સ્વેત રૂપ આચ્છાદિત હોઇને, આલ્હાદ થાય અપારી. ઇ૦
બાગ ખીલ્યો બીજી તર્ફ રૂપાળો, ફુલે ફાલેલ અપારી;
શીતળ મંદ સુગંધ વાયે, ત્રિવિધ ભાંતિ વયારી. ઇ૦
મ્હેંક વછૂટે ગૂલાબ ડોલર ચંપા ચંબેલી દુઃખારી;
વનસ્પતિ પણ સૂખડ કદ્મની, મ્હેંક મ્હેંકાવન હારી. ઇ૦
મનહર છોટૂં સરવર દીસે, નિર્મળ જળ સુખકારી;
દ્રષ્ટે ન્યાળી લોચન ઠરતાં, કુમુદની ખીલી ન્યારી! ઇ૦
સુંદર પલંગ સ્વેતેં આચ્છાદિત, સ્વેત અંગે નરનારી;
આજૂબાજૂ મોહક વૃક્ષો,—લીલાં લોચન ઠારી. ઇ૦
દીપે મધુરી ચંદની મીઠી, બુલબુલ તાન વધારી;
છેલ પુરૂષ પણ મધુરો શોભે, યૌવન માધુરી નારી. ઇ૦
પ્રેમ પ્રેમ મનમાં મસ ઝંખે, વાતેં પ્રેમ વધારી;
રસમાં પણ તે પ્રેમ પિવાવે, પુરૂષ પ્રેમ મય પ્યારી. ઇ૦

## બાગમાં આવો.

### પદ—રાગ દેશ.

આવો આજ રૂડા રંગીલા મારા બાગમાંરે
વાધું રાગમાંરે. આ૦ ટેક.
જુઓ ખીલીછે આ ચંબેલી,

બેરંગી શોભે શું વેલી ?
મૂકે વૃક્ષો પવન લ્હેરથી તાનમાંરે. આ૦
ડોલર ગૂલાબ બ્હેંક મધુરી,
ચંપો જુઈ જાઇછે પુરી;
કદમ કમળ છે કુંજ મધુરા ભાગમાંરે. આ૦
સરવરનું જળ નિર્મળ ભાસે,
વૃક્ષ છાંય જળમાંહ્ય પ્રકાસે;
હરખે છે વૃક્ષો નિજ પલ્લવ સાથમાંરે. આ૦
દ્રાક્ષ વેલી શું ઝૂકી રૈ છે ?
દાડમ કળી રંગીલી આછે;
આંબે મોર પ્રસરીઓ અતિ ઉલ્લાસમાંરે. આ૦
લીલું લીલું નજરે ન્યાળું,
પણ સંગાતી કોઇ નહિં ભાળું !
જેથી દુઃખીઓ બની કહું વીરાગમાંરે. આ૦

---

## મુસાફરીમાં વિરહ.

### દોહરા.

હે દિલરૂબા માહરી, મૂકી તૂંને દૂર;
આવ્યોછું હું એકલો, પણ થઇ ગ્યો છકીં ભૂર.
વાતો આવે યાદ બહુ, કરતાં જેહ વિનોદ;
દુખિ દીલથી હા! ફરૂં, ટળી જાય સૌ મોદ.
મૃગ નયનો જેવાં અરે! તારાં નયનો જેહ;
કટાક્ષ નયનો ને કરે, સાંભરી આવ્યે તેહ.
કોમળ નયનો તાહરાં, મમ નયનોની સાથ;
ક્યારે મળશે તારૂણી ? -હૃદય એજ પંચાત.
પ્રેમ મસ્ત મુજ જીવડા, તારી મધુરી વાણ—
યાદ આવતાં મૂજને, -હૃદયે વાગે બાણ.
કોકિલ કંઠિ માધુરી, તારી ઉજવળ દેહ;
મૃગજળ પેઠે જોઇને, દિલડું ફટક્યું રેહ.

રૂપેરી તુજ હસ્તના—સ્પર્શ તણી ઉમેદ;
મનમાં બાંધું બહુ વિધે, પણ પામું હું ખેદ.
તારા ગોરા ગાલને, ચૂમી કરવા ખાસ;
તલ્પું છું હું એટલો, ભ્રંગ કમળ જ્યમ વાસ.
મારૂં તું ગૂલાબ છો, તું તારૂં સહુ સૂખ;
તૂંને દ્રષ્ટે ન્યાળિને, ભાગે સઘળાં દુઃખ.
નીર વિનાની માછલી, કમળ વિનાનો ભ્રંગ;
પુષ્પ વિના જ્યમ ઝાડવું, દીપે બહુ અડબંગ.
તેમ તૂં વિના પ્રેમદા, મારૂં રે'વું ધાર;
જીવ તલપાપડ થાયછે, મળવા અપરંપાર.
ચંદ્ર વિના જ્યમ પોયણી, જાય તમામ સુકાઇ;
તેમાં તૂં વિના આજ હું, અંગે જાઉં સુકાઇ.
મારો તું છો ચંદ્રને, તુંછો કમળા નાર;
તું તું તું મારી પ્રિયા, હું તારો ભરથાર.
ધંધો નવ સુઝે મને, મન પ્રેમે ચકચૂર;
હરવું ફરવું નારૂચે, થાય નવા અંકૂર.
તૂંછો મેના માહરી, તું મારી કોકીલ;
બોલાવ્યા જ્યમ બોલછો, ખીલાવ્યે તું ખીલ.
તું મારૂં છો નેત્ર ને, તું મારો છો હાથ;
તું વિન છૌં હું આંધળો, કૌવત હીન અનાથ.
ભલપણનો ભંડાર તું, ગમન ગતી વિચીત્ર;
વાક્ય શિતળતા શી કહું? નયન પ્રમાણ પવિત્ર.
દુર્લભ દર્ષન તો મને, રટના રહી સકામ;
લવવું ભુલી ભાનને, ભટકે મન બેફામ.
કિંચિંત દુર ન્યાળું કદી, પ્યારી તારી છાંય;
પંગુને જ્યમ પગ મળે, ઠેકી આવું ત્યાંય!
સુઝે નહિ તારી વિના, કંઇ કામને કાજ;
ઝંખૂંછું હું રાતદિન, સુણ અએ મોહ તાજ.
હું હું હું તુજ પ્યારનો, રસિક ભ્રમર છું પ્રાણ;

સુગંધે ખૂશી બનું, તે પણ ક્યાં હા! હાય!
એ બાળા સુખદાયિની, ચંદ્ર તેજ સમ મૂખ;
નયનાં ભરિ નિરખું જવે, પૂરણ પામું સૂખ.
તુજવિન હું તલફી મરૂં, તુજ વિન ના રહેવાય;
પ્યારી તુજ વિન તો મને, અવળ સવળ બહુ થાય!
પ્યારી તું કૂમોદની, તુંછો કમળની જાત;
હું છઊં તેવી જાતનો, તેથી વ્રેહ અથાગ.

---

## પ્રિય પ્રત્યે નેકી વીરહનું બફમમાં બોલવું.

### પદ—રાગ દેશ.

શૂં છે? શૂં છે? રે શૂં છે આ મારા ચોકમાંરે?
રમણિય નોકમાંરે. શુંછે? ટેક.

મંદ મંદ આ ફુવારો છૂટે,
લીલી કુંજ નોક પરખીલે;
રંગી મેઘ ધનુષ્ય જણાયે નોકમાંરે. શું છે?

અરધી ખુલી આંખડલીછે,
પાસાભેર કો યુવા પડીછે;
સખેદાનંદે મુખડું દીપે ઓપમાંરે. શું છે?

કુળું અંગ રંગિલું ગોરૂં,
તાજું ફુલ વૃક્ષથી તોડયું;
વસ્ત્રાભુષણથી છબિલી ખીલી પોતમાંરે. શું છે?

ગાયન મધુરૂં મુખે ગાતી,
પડે શેરડા વળી લજાતી!
લાલી વળતી ગાલે રૂપ પીરોજમાંરે. શું છે?

ચંદ્ર કીરણ ઠંડાં મૂક્યાંછે,
પ્રતિબિંબે ચલકાટ થયોછે;
ઠંડક લાગે ઠંડક બની અશોકમાંરે. શું છે?

નેન ખંજરે મારી સામું,

બાણ કટાક્ષે બહુ દુઃખ પામું;
પરસ્ત્રીના ! ભુંડી સામું અવલોકમાંરે. શું છે ?

## સ્વકિયાનો પતીને સાદર યુક્ત જવાબ.

### 'રાગ ઉપરનો'

પ્યારા ! શું છે ? રે ક્યમ કહો છો ભુલી ભાનનેરે;
પાઊં હું પાનનેરે. પ્યા૦ ટેક.
મદન વ્યાધિથી કૃષ્ય બનીછું,
તેથી પ્યારા ભુલ બની શું ?
પરસ્ત્રીના, બોલ્યા શું ? ચુકી વ્હાલનેરે. પ્યા૦
કે પિયુજી તમને પણ પીડયા ?
અંગ કૃષ્ય, મદને બહુ ચ્હીડયા ?
આશું ? ચુક્યા પ્યારા પ્યારાં પ્રાણનેરે. પ્યા૦
મુગ્ધાને બહુ ના ટટળાવો,
વ્હાલ ધરી મમ સ્હોડે આવો;
નેક પ્યાર અમૃતના પામું પાનનેરે. પ્યા૦
ગૂલાબી ગાલો ચમક્યાછે,
મદને તટસ્થ રોમ થયાંછે;
પ્રજ્વલિત અંગે થઈછું તજી ભાનનેરે. પ્યા૦
કોમળ અંગે સ્પર્ષ કરીને,
હર્ષું રસબસ અંગ ભરીને;
સમય ટૂંકડો આવ્યો ! પ્યારા આવનેરે. પ્યા૦

---

## મદન વ્યાધિ.

### 'નવ કરશો કોઈ શોક રસિકડાં. નવ૦ એ રાગ'

ખંતે ખેલૂં ક્યાંય ? રસીલી ખંતે ખેલું ક્યાંય ? ટેક.
હાવ ભાવથી હૈડું હરે, મન-
તુજપર બહુ તલપાય. રસી૦

પ્રેમી પયે થકી સ્નાન કરાવે;–
તે ક્યાં દેખું? હાય! રસી૦
સદન ન રે'વું મદન વ્યાધિથી;
હા! ક્યમ તે સહેવાય! રસી૦
ધનુષ સુમનનું દ્રષ્ટે ન્યાળી;
પ્રિયા શું તું લજવાય? રસી૦
મદન લ્હેર અંગેથી વછૂટે;
જીવ તલપાપડ થાય! રસી૦
વ્યંડળ કર હાવાં પ્રભુ પ્યારા (!)
પ્રેમી મર્ણ પમાય! રસી૦

---

## અસુખે સુતી પ્રિયા–સૌંદર્ય.

### શાર્દુલવિક્રિડિત છંદ.

સૂતી નાર વિચાર માર ખમિને, આચાર સર્વે તજી,
દેખાએ અતિ રમ્ય તે રમણિ તો, વ્યાધી પુરી છે હજી;
ગોરૂં ગાત્ર વિશાલ ભાલ સુખદા, ફીક્કું જણાએ કદી,
નેત્રો વીંચિ પડીછ ખાળિ પણ તે, જાગે છ જાણ્યે હજી.
વાંકો રૂપક શીર વાળ થકિ જે, ગૂચ્છો બનાવ્યો ખરે!
લાગેછે શિશ નાગ આજ લળકે, સીંધૂ સુરાગે ફરે;
પોચો નર્મ બન્યો, લગીર છૂટતો, સૂતાથિ ચૂંથાયલો,
દેખાયે દિલ હર્ણ પ્રેમિ ગતિથી, વીહ્વેથિ વીંખાયલો.
છૂટી કેશ તણી સુહાગ લટ જે, ગાલેથિ છાતી મહીં,
ઝૂલી રૈ રૂડિ સર્પ જેમ કૃતિથી, શોભા ન જાયે કહી;
તેમાંથી અરધી લટે સુભગતા! નાખી ગળે આંકડી,
દાખેછે અતિ ભવ્ય કાંત્તિ રૂપમાં, આંટી પડી વાંકડી.
માથે ચંદન અર્પિયૂં સ્વચ્છ અતી, શાંર્તિ દુખાવે થવા,
થોડું થોડું ખરી પડેલ શયને, કાંત્તિ જણાવે તદા;
રાતૂં ભાલ વિશાલ ચંદન થકી, દીપે મધૂરૂં અહા!

ગુલાબી નહિં પૂર્ણ ને પુરણના—સ્વેતે, દિસે રૂપ હા !!
નેત્રો ન્યાળિ વિશેષ તો મૃગ ત્યહાં,–લાજે, કલ્પાંતે ફરે,
હીંડે આમથિ તેમ વ્યગ્ર ચિતથી, ચારો અરે! ના ચરે!!
એવાં નેત્ર સુતા પછી નિરખિયાં, બાણો રૂડાં કામનાં,
થોડો ભાગ ટિપાંથિ ચંદન તણાં, સ્વેતે દિસે વામનાં.
ગોરા ગાલ ગુલાબિ લાલ પળિ ત્યાં ફીક્કાશ લાગે જરી,
શોભે તોય અતી ગુલાબ સમ તે, દેખ્યા કુંળી પાંખડી;
તેમાં બીંદુ લિલૂંછ ઞીલમ સમું, શોભા રૂડી આપતું,
વર્ણ્યૂં જાય ન તે અલૌકિક ખરે! શ્રંગાર શોભાવતું.
નાસા દીપ સમાન શ્વાસ કુંપળી, દેખાય રૂડી અતી,
લાલી ખૂબ વધી તહાં અધરની, જાણ્યે કસૂંબી ગતી;
શોભા દે તંહિં દંત ઉજ્વળ અતી, જીણાં જીણાં છીદ્રમાં,
ચંપાની કળિઓ અધૂરિ ઉઘડી, આપે સફેતાઈ ત્યાં!
છેડો છૂટિ ગયેલ છાયલ તણો, છાતી ઉઘાડી દિસે.
ગોટા રમ્ય જણાય માખણ સમા, મૂર્છા પમાડે દિસે;
દીવાનૂં પ્રતિબીંબ પાડ્યું દિસતૂં, સન્મૂખ કાચે થકી,
છાંયા કિંચિત માત્ર દાખવિ રૂડી, માધૂર્ય પ્રેરે અતી.
બાહૂ એક પડયોછ છાતિ ઉપરે, બીજો શિરે છે ધર્યો,
ભાસે ભવ્ય અતી વિચિત્ર કૃતિથી, ચૂડી જીણીથી ભર્યો;
આંટી પાડી દિધી તહાં પગનિ તો એકા બિજા ઊપરે,
દેખાયે પગથી ઉંચો ચ્હડિ ગયો–સાળૂં રૂડો રે! ખરે.
ભાસે પીંડિ સ્વરૂપ રૂપમય હા! કાંત્તી રૂપેરી ખરી,
ઓડયું ઓઢણૂં ઝાળિનૂં નવલ ત્યાં, લીલૂં ત્રિભાતી વળી;
પીરોજી મુખ દાખતૂં રમણિનું, માધૂર્યતાથી ભર્યું,
શોકેથી અતિ દર્દ દાખવિ હિયે, ઉત્કંઠ મ્હો નાથતૂં.

---

## પ્રિયે આવને !

### રાસડો.

રંગમાં તૂં રંમ રસીલી રંગમાં તું રંમને:

દગ્ધ હૃદય કેમ ચૂકો ? રસીકડી.
પ્રિયે ! અંગે રસીલી ધારૂં હું હોંશથી;
પ્રેમ કાર્ય દુર કેમ મૂકો ? રસીકડી.
રસભર ન્યાળૂ રસીલી શીતળતા પાથરી;
નયને રમાડું મીઠી મારી. રસીકડી.
પ્રેમે આલું રસીલી પ્રેમી પય માહરૂં;
ઓળંઘ પ્રેમની બારી. રસીકડી.
છેટે તૂં રેહ રસીલી પત્રો પણ નામળે !
દુઃખે લેવાઉં મુખ રંગે. રસીકડી.
મદને પ્રજળું રસીલી આધિ સહૂં છ અતી;
કૃષ્ય બનું અતી અંગે. રસીકડી.
કામો ખુંચે રસીલી હામ ન ચાલતી;
ગતી થઇ બધી મંદ. રસીકડી.
ઊંચે ન્યાળું રસીલી ચહુદીશ જોઉં પણ—
ન્યાળું ન મુખડું ચંદ. રસીકડી.
સુગંધે ભ્રંગ રસીલી ફરતો ગુણગુણ કરે;
વ્યગ્ર બનું દીલે જોઇ. રસીકડી.
સુગંધે હાય ! રસીલી મારે તો નવમળે;
ડુસ્કાં ભરી રહૂં રોઇ. રસીકડી.
દ્વાર ખણખણ રસીલી વાયુ પ્રહારે થાય;
દ્રષ્ટિ ને દીલ ખેંચાયે. રસીકડી.
ન્યાળું ન કાંઇ રસીલી ભોંઠો હું થાઉને;
હૃદય તરંગ ગોથાં ખાયે. રસીકડી.
ભેટો ભાવે રસીલી દુઃખી હું માં કરો;
સ્વલ્પ ન ધારીશ વારે. રસીકડી.
હાવે તૂં આવ રસીલી વ્હેલી તૂં આવને;
દયા દ્રષ્ટિ દીલ ધારે. રસીકડી.
રસીયણ રસની રસીલી રસને દીલ છાંડતાં;
રસહિન દુઃખી કાં થાયે ? રસીકડી.

સબરસ ચાખો રસીલી અમૃતનું પાન કરો;
આનંદાશ્રુ મુખે છંવાયે ? રસીકડી.
સુરત ન્યાળી રસીલી સૂરતને કાં તજો?
સુખનું કંદ ચાખ પ્યારી. રસીકડી.
અધરામૃત દે રસીલી સ્પર્શે સુખ આપતું;
ઉચ્છંગ દે શણગારી. રસીકડી.

---

# આનંદ તે આજ !

## હોરી.

પ્રેમ પુર્ણમાં પ્રિયનો પ્યારી, ખેલે અનગળ મોદ પસારી. પ્રે૦ ટેક.
શશી વદનીનું મુખ નિહાળો, ઘેલો બને કહી પ્યારી;
હાથ ચુમે કરે દ્રઢ આલિંઘન, ઘાયલ પ્રેમ કટારી,
લાગી રહીછે ધુન સારી. પ્રે૦
રંગીલી લટકો તીવ્ર કરીને, ચંચળ નેન પસારી;
ગુલાબી ગાલે લાલી ચઢાવી, ઘા કરે કામનો કારી,
ભેદી નાખે કાળજું ભારી. પ્રે૦
રંગ બને, મુખ લાલમ લાલ, જોરે દીએ પીચકારી;
લૂંછે, છુટે છેડે થાય છબીલી, મદન સમારન હારી,
ભરે અંક કોપ વધારી. પ્રે૦
સ્વેતાંમ્બર માંહે ઘેરૂં ગુલાબી, ફુલ દિસે મન હારી;
તસ તસ કાંચળી ચળકતી ભારી, દીલ લોભાવનહારી.
રહે જન કો મન મારી ? પ્રે૦
અંકે લીયે રામા ઉચ્છંગ લાવે, બાઝે ઘેલાં રીત ન્યારી;
વિહવળ પ્રેમમાં લપટાઇ જાયે, ભાન ભુલે ઝખમારી,
ગતિ પ્રિય પ્રેમની ન્યારી ! પ્રે૦
સામા સામી વદે તું હું ઉલાસે, પ્રેમમાં મગ્ન અપારી,
જોબનવંતા સાથ ઝળુંબે, રસબસ પ્રેમ પ્રસારી;
વર્ણું ક્યમ ? ક્યાં મતી મારી ? પ્રે૦

આવો ભામા ભરી અંક લગાવું, પાથરી પ્રેમ પથારી;
ખેલો રમો મારી મીઠડી હેતે, ઉચ્છંગ દે શણગારી,
પામું મુખ પુર્ણ હું પ્યારી! પ્રે૦
પ્રેમી પિયુ હા! હા! રંગમાં મ્હાલો, આ રહી દાસી તમારી;
કેશરીયાં કરો વ્હાલમા વેગે, આલું અમૃત ભરિ ઝારી,
ખેલો ખૂબ પ્રેમ પુકારી. પ્રે૦
સામા સામી વદે ઘેલાઇ ઘેલાં, પ્રેમ પ્યાલે ઘાવકારી;
ભાન ભુલી મન તાબે વહે નહિ, રગેરગ પ્રેમ પ્રસારી;
ખરે! પ્રેમની બલિહારી! પ્રે૦

---

## વિરહ વ્યાધિ.

### 'કહું શું નશીબે દુખીયા કીધો છે—એ રાગ'

હા! શું અરે! મુજ દીલડું મુંઝાયે;
પ્રિય વિન આ વ્યગ્ર વ્હાવરૂં ધાયે. હા!૦ ટેક.
ઉઠું, બેસું, દોડું આમથી તેમજ;
દીલમાં ચેન જરા ન જણાએ. હા!૦
નવલ બન્યો લીલો છત્રિ પલંગ આ;
નૂતન તોપણ ખાવાને ધાયે. હા!
ડોલર, ગુલાબે પથારી છવાણી;
પુષ્પની વાશ હા! મૂને ગંધાએ. હા!૦
જ્યોત રૂડી ઝગઝગે પુર્ણ તેજે;
કાચે પ્રતિબિંબ ફિક્કું જણાયે. હા!૦
સુંદર બેલ બને, કંઠ કોકિલ;
દીલડું ઝળે, પ્રિયે! શ્વાસ રૂંધાયે. હા!૦
દવ સળગ્યો કે વિરહાનળ લાગ્યો;
છણ છણ દાઝે આ છાતી કરારે! હા!૦
-હૃદયજ ધડકે! કંપારી વછુટે;
રોમરોમે પ્રગટી કામ ઘાયે. હા!૦
બિંદુ ટપકે ચક્ષૂમાંથી મોતી સમ;

ક્યારે ભિડું અંક એ ઉંડી લ્હાએ! હા!૦

---

## ચંદ્રા (નાયિકારૂપે) ઘેરાણેલ જોઈ ચકોરાંનું કહેવું.

### 'મારગડો મૂકોને મોહનલાલજી—એ રાગ'

ચંદ્રા તારી ચંદ્રિ કાં ફિક્કિ પડે?
ફિક્કાશે મુજ રોમે રોમ ફિકાશજો;
લાલી મુખથી હોયે શું? વધી શ્યામતા,
અંતર બળથી મૂખે પણ નીરાશજો. ચંદ્રા૦
ભૂંડો રાહૂ નડીઓ ક્યાંથી આ પળે?
પુનેમી પળ થઇ તું ભુંડિ અમાસજો;
લ્હાવો લ્હાવાને ઠેકાણે રહી ગયો,
અંતર ઉંડી લ્હાય બની, મન ત્રાસજો. ચંદ્રા૦
પૂનેમી ચંદ્રિ હું ન્યાળી પ્રીતથી—
દુરથકી પણ કિરણે ઠારૂં આંખજો;
ઘેરાણેલું કુંદ વદન ફિક્કું અરે!
દ્રષ્ટિ નાખ્યે થાઉં બળીને ખાખજો. ચંદ્રા૦
પ્રભુડા તેં કાં રાહુ રોગજ મોકલ્યો?
જેથી ચંદ્રા ફિક્કિ આમ કળાયજો;
વજ્રપાત કુમળે અંગે હા! ક્યમ ગમ્યો?
દુઃખ પમાડે પ્રેમી -હૃદયને હાય! જો. ચંદ્રા૦
રાહૂ તારા ક્રોધાગ્નિને ઠારજે,
દુભાવ્યું નથી કો દિન તારૂં દીલજો;
શા માટે સપડાવે મારા પ્રાણને?
છોડી દે હવે કીધી ખૂબ ખખીલજો. ચંદ્રા૦
ચંદ્રાએં કંઈ નથી અપરાધો રે! કર્યા,
તોપણ તારા દિલમાં ઉંડો ડાગજો;
વલવલતાની દાઝે દયા તું આણને,

છોડી જા લાગું હું તારે પાયજો. ચંદા૦
ફિક્કું મુખ નથી જોવાતું રે! હવે,
ડગુમગુ થાતું થરકે મારૂં અંગજો;
શાન્તિ તો ન મળે એકકે મમ નાડિમાં,
ક્યાંથી હોયે રંગના શુભ તરંગજો!
બળિ બળિ કહુંછું ધ્યાન ધરો વ્હાલા વિભુ,
છંડાવો રાહૂથી ચંદા પ્રાણજો!
નહિંતો આ જીવ અર્પાણ થાશે દુઃખથી,
હદ થઇછે દયા દીલમાં આણજો. ચંદા૦

# પ્રિયે! અહિંજ, દુરના.

## ગઝલ.

કુમુદી ચંદ્ર છોડે શું? જીગરનો પ્રેમ ત્રોડે શું?
નથી એની કુડી રીતી, થયેલી ખાખ, છે પ્રીતી.
નહિં! ના! હાય લાગે શું? આહા! હજી પ્યાર માગે શું?
ઝરાણથી શીત થાયે આ, સ્વેદ મુજ અંગ ભિંજાયે હા!
ઉરેથી વેગળી તૂંના, દ્રષ્ટિથી દૂર હા! તું કાં?
ભમું હું મીઠિ નયનોમાં, ઊચારૂં રાગ ઊંડિ ખો માં.
કિરણથી હા! છંવાયે આ—મીઠી ચંદ્રિ સ્વેદામ્બુમાં;
ખીલે ક્યાં પુર બ્હારે તું? તવાઉં હાય! મારે હું?
ગુલાબી તારો નાસે શું? -હૃદયમાં તેજ ત્રાસેશું?
અમાસે અંધથી ઘેલી—ફરે શું પૂનમે છેટી?
નહિં ના, એમ લાગે શું? ફટકતું દીલ ભાગેશું?
છંવાયો વાદળે ચંદ, સુકાયે શું? બનો મંદ!
ઘેરાણો કિર્ણ નાખું હું, અધરનું પાન ચાખું હું;
પ્રસારૂં હસ્ત ડોકે આ, ડરાવું હાશ! ગોદેહા!
ધીમી તું ચંદનિ ન્યાળી, બીડામાં કુંદ-રૂપાળી;

ઝપાટે વાદળાં ત્યાગું, મીઠિ તુજ સુખડું માગું.

---

## શુદ્ધ યૌવનાએં દેશ ભ્રમણે ભમેલા પતીને કહેવુ.

### 'નવ કરશો કોઇ શોક, રસીકડાં. નવ૦ એ રાગ'

પ્રેમ પુરાણુ બતલાવ પિયુજી પ્રેમ પુરાણુ બતલાવ. ટેક.
નથિ નથિ વ્હાલમ ભ્રષ્ટ હું ભામા, શામાટે કર તિરસ્કાર. પિયુ૦
કપટની ઝપટે ભુલ જગાડી દોશીત કીધી નાર. પિયુ૦
'અન્ય ગણું છઉં માયબાપ' ત્યમ મિથ્યા નથી લવનાર. પિયુ૦
દોશીત નજરે દોશીત ધારો તે પણ કપટે ધાર. પિયુ૦
'રસબસ હું ઘુમું તમ આગળ' એજ મોટો મન લ્હાવ. પિયુ૦
વિષ સમ વચન ખમૂમાં ન્યાળી અશ્રુ તણો વધે સ્ત્રાવ. પિયુ૦
ભુલ નથી કંઈ કીધી, સતીછૂં, ક્રોધિતમાં પિયુ થાવ. પિયુ૦
પાક પ્યારે કદી દોષ જણાએ, આ શીરપર કર ઘાવ. પિયુ૦
ભ્રમણે ભમાઇ કપટે ઠગાઈ ના પ્રિય દુખ દરસાવ. પિયુ૦
શાંત્ત વૃત્તિ તજી -હ્રદય કમળમાં વિહવળતા પ્રસરાવ— પિયુ૦
એ નથી યોગ્ય, નથીજ ખમાતું, હાવાં એ દુખ છંડાવ. પિયુ૦
રસઘેલા, રસઘેલી થાઉં હું, ભ્રમણ તજી મરકાવ. પિયુ૦
શૂં મનમથ પીડ દેતો નથી ? પ્રિયે જોબન તુજ ઝળકાવ. પિયુ૦
રસબસ લેટું તું પણ લેટને, જોબન થડી થથરાવ ! પિયુ૦
પ્રેમ પ્રેમમાં મગ્ન બની પ્રિય, ભરી અંકે તૂં આવ. પિયુ૦

---

## પ્રિયે ! -હ્રદયમાંજ રહો !

### પદ-તાલ દાદરો.

દિલદાર તું દિલજાન તું દિલ દિલમાં હા ! ભમો;
દર્શન મળે મુખ દર્પ જો મન વ્યાધિને દમો. દિલ૦
પ્રેમ પ્યાલો પાઉં વ્હાલી, કષ્ટ શું સહો ?
ભેટો ભરિ અંક ભાવથી, મન મોદમાં રહો. દિલ૦

ભ્રકુટી વિલાસ હોંશથી કટાક્ષમાં રમો;
મન શીત થાય ઠંડકે, નેને મીઠી ગમો! દિલ૦
પ્રેમ પાશમાં પ્રિયે? ઝકડાઈ-હેવું હો!
મ્હેબૂબ મીઠિ સુખડું એ, દુ:ખ કાં ખમો? દિલ૦
આધિ ટળે વ્યાધિ ટળે તુજ ભેટથી અહો;
રસબસ બનો મુખ ન્યાળીને, સુખમાં તમો રહો. દિલ૦
રંગ જામે અંગ બાધે સંગમાં ભમો;
ચંગ બાજે પ્રેમનો મન મુદિત થાય એ! દિલ૦
પ્રાણમાં નિજ પ્રાણ ભેળી રંગમાં રહો!
રસ જમો મસ રંગમાં, પ્રિય ચંગને ચહો. દિલ૦

---

# પ્યારી વિના હાયજ!

## રાગ સીતાજીના મહિનાનો.

કરૂં શું? મન જાઊં મુંઝાઇ પ્યારી વિના હાયરે!
નથી સહેન થતું આ દુ:ખ ભમૂં ભુલી ભાનરે.
જાણુંછું આ જગત સંધું ફોક નથી કોઇ સૂખિરે;
તોયે પ્રેમ કાંટે ઠરડાઇ બનૂં બહુ દુ:ખિરે.
મળ્યું જ્ઞાન જો મૂજને ન્હોત બનત સુખી હું બહૂ;
ક્યાંથી જ્ઞાન મળ્યું મને લેશ? પ્રેમે વિહવળ ભમૂ.
હાય હાય! કહું મુખવાણી, કલમ પણ તે ભણે!
બાધે અંગે તેજ ઉચ્ચાર ઊંહું ઊંહું કણ કણે!!
કોઇ ઊચ્ચારે પ્યારી ઉચ્ચાર, નિસાસે પડું અરે!
આખે અંગે પ્યારી ભણકાર, રૂંવાં બધાં થરથરે!
મન મારૂં મરી શુદ્ધ જ્ઞાન, થપાટે પડું પરો,
નક્કિ ચ્હોંટયું પ્યારી સુખ દીલ, આવ્યો છે હવે મરો!
ભાગું, ભડકું, વિચારૂં, ગમાર બની દુ:ખે ઓગળી;
ચસકેલૂં ડરે નહીં ચીત્ત, ફટકતું રે'છે ફરી!

મનડું માંહેથી કટકા થાય, બળું પણ માંહ્યરે !
ફિક્કું વદન પડે, ઉડે રંગ, સ્વપનમાં દબાઉંરે !
હાવાં શુંકરૂં ? થાઉં પતંન ! પ્યારી પ્યારી ઉચરી;
હાય ! હાય ! નથી બીજો પંથ, અમૂઝણ આકરી.
પ્રેમી જાણે રૂડી રીતે દુઃખ આવરિ ! દુઃખિ તાણું;
કાળજડૂં કપાઈ જાય શું ? શું ? શું હુંરે ભાણૂં ? !

---

## પ્રિયે! મોહ્યોજ!!

'ઉઠ પ્રભાત સમરીએં શ્રીગણેશ દેવા—એ રાગ'

ચંદ્રમૂખ ચંદ્રતેજ મર્મમાં છવાણું;
ભિન્ન રંગના તરંગેં દીલ આ ઘવાણું. ચંદ્ર૦
નયનના કટાક્ષ ઘાવેં નયન પ્યાસી થાય;
ભ્રકુટીની વક્રતાએં છિન્ન ભિન્ન કાય. ચંદ્ર૦
મરક મરક થાય મૂખ, પ્રેમી બાણ વાગે;
લટકો લટકાળિ ન્યાળી અંગ અનંગ જાગે. ચંદ્ર૦
મસ્તક પરથી ખસેલ સાળુ રંગ દાખે;
ચતુર્થીનો ચંદ્ર આહ ! મોદ દીલ નાખે. ચંદ્ર૦
સાણગટ જરિતાણી લાડીકટાક્ષ ઘાવ નાંખ;
મર્મમાં ભરાય હાવ, દીલ થાય ખાખ. ચંદ્ર૦
કોકિલા તુજ કંઠમાંથી શબ્દ એક છૂટે;
ફર્ફરે સુરક્ત ઓષ્ટ, દીલ પ્રેમ ઘુંટે. ચંદ્ર૦
પ્રિયે ! તારી હંસ ચાલ રોબદાર વાંકેં;
ફરકે પદ પદ્મ ત્યાં, જણાય મૂખ રાંકેં. ચંદ્ર૦
પૃષ્ટ ભાગ પુષ્ટ ન્યાળી, તેજ તણા ગોળા;
હલી હલી ચિત્ત ખેંચેં, થાયે વરઝોળા. ચંદ્ર૦
સન્મૂખેં મુકોમળાં સ્તન નિહાળી રાચું;
જોબવંતી ઝળક ન્યાળી મૂખ દર્પે જાચું. ચંદ્ર૦

બેસિ નીચેં મરકિ મુખેં નયન આમ ફર્યું;
સાળુમાં સંતાયલું, મમ——હૃદય સુખ હર્યું. ચંદ્ર૦
હાયહાય! રહ્યું ન જાય, અમૂઝણ વધીછે;
દિલડું દિલદાર પાસ, નજર તૂ ચ્હડીછે. ચંદ્ર૦
દેખી દીલ ચંદ્રમુખી, દુખ બન્યું અનંગે;
જાચું નહિં ઝાઝૂં કાંઇ 'બદન જોઉં રંગે?' ચંદ્ર૦

---

## મનને બોધ.

### 'મોહન રસિયા આયે બગિયાંમેં ખીલરહી સબ કલી કલી' એ રાગ.

જોબનવંતા નાજુક જીવડા શુંરે વિચારે ફરી ફરી? જો૦ ટેક.
આ ભવખેલ ભ્રમણમાં ભૂલી શું પ્રભુતા કર પરીપરી? જો૦
કોમળ કમળ પાંખડી તુલ્ય હા! નારી જગે મન જરી જરી. જો૦
સ્પર્શ સૂખ, સંભોગ સૂખ તે દીલ મનાવે તરી તરી! જો૦
શું સ્તન મંડળ પીન નિહાળી ભાન તજે વિત્ત ચરી ચરી. જો૦
ભીની આંચ રસ રંગ જીલતાં અન્ય પથે ક્યમ ચોટ ધરી? જો૦
શું રસ ઘેલો ફાટી આંખમાં, ચૂક સુધારે દુષ્ટ પરી. જો૦
શું મીન યુગે ચંચલતાએં ખાતૂં ભુલાવો ડરી ડરી! જો૦
પ્રેમે ભૂખ્યો અન્ય પથે જીવ, દુઃખેં ડૂલ્યો તેથી કરી. જો૦
થા ભૂખ્યો પ્રભુ પ્રેમ અવિચ્છિન્ન, નયને નિહાળું ભરી ભરી. જો૦
રસમય થા રસઘેલો પ્રેમી પ્રેમામૃતમાં ચરી ચરી. જો૦

સમાપ્ત.

## આ પુસ્તક

### નીચેને ઠેકાણેથી રોકડી કિંમતેજ મળશે.

**મુંબઈ**—રા૦ રા૦ વીરચંદ રાઘવજી બી૦ એ૦ લીટલ સ્મીથ ફ્રીયર અને નીકલસન સોલીસીટરોની ઑફીસમાં—કોટ.

**સુરત**—રા૦ રા૦ પાર્વતીશંકર હરીશંકર શાસ્ત્રી સેતાન ફળીયામાં.

**લીંબડી**—રા૦ રા૦ પુરશોત્તમ કહાનજી ગાંધી સુબોધ પ્રકાશના અધિપતિ.

**ભાવનગર**—રા૦ રા૦ બાલુ કહાનદાસ ભગાના તળાવમાં.